ૐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમઃ



# ઉત્તમ અમૃતધારા પાઠ

* * ચરણામૃત બનાવવા માટેના મંત્રો * *

ॐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમઃ

# ઉત્તમ અમૃતધારા પાઠ

પ્રકાશક

**શ્રી સતપંથ પ્રકાશન સમિતિ**

શ્રી સતપંથ પ્રેરણાપીઠ - પીરાણા

તા. દસક્રોઈ, જી. અમદાવાદ - ૩૮૨ ૪૨૫.

## 卐 જગદ્‌ગુરૂશ્રીના બે બોલ 卐

વ્હાલા સતપંથી સ્વજનો.......

આચારઃ પરમો ધર્મઃ
આચારઃ પરંમ તપઃ ।
આચારઃ પરંમ જ્ઞાનં
આચારાત્ કિં ન સાધ્યતે ॥

સદાચાર ઉત્તમ ધર્મ તથા શ્રેષ્ઠ તપ છે. સદાચાર ઉચ્ચકક્ષાનું જ્ઞાન છે. સદાચારથી શું સિદ્ધ કરી શકાતું નથી ? સદાચાર એ સિદ્ધિ પ્રાપ્ત કરવાનું પ્રથમ ચરણ છે.

જેની યુવા-વડીલ વર્ગ દ્વારા ઘણા લાંબા સમયથી ભારપૂર્વક માંગ હતી તેથી આ પુસ્તિકા પ્રગટ કરી આપ સૌ સ્વજનો સમક્ષ મુકતા આનંદની લાગણી અનુભવું છું. મને અંતઃકરણ પૂર્વક આશા છે કે આ નાનકડી છતાં ઉપયોગી સતપંથ અમૃતધારા સૌ સ્વજનોને જરૂર ઉપયોગી બની રહેશે અને આપ સૌ જરૂર વાંચન મનન કરશો ....!!!

**પ.પૂ. જગદ્‌ગુરૂ શ્રી નાનકદાસજી મહારાજના**
**શુભ આશિષ**

## 卐 શ્રી વિષ્ણુ સ્તુતિ 卐

શાન્તાકારં ભુજંગ શયનં, પદ્મનાભં સુરેશમ્ ।
વિશ્વાધારં, ગગન સદૃશં, મેઘવર્ણ, શુભાંગમ્ ॥
લક્ષ્મીકાન્તં, કમલનયનં, યોગિભિર્ધ્યાનગમ્યમ્ ।
વન્દે વિષ્ણું, ભવભયહરં, સર્વ લોકૈક નાથમ્ ॥

## 卐 શ્રી મહાદેવ સ્તુતિ 卐

વંદે દેવ ઉમાપતિ, સુરગુરું, વંદે જગત કારણમ્
વંદે પન્નગ ભૂષણં મૃગધરં, વંદે પશુનાપતિમ્
વંદે સૂર્યશશાંક, વહિનયનં, વંદે મુંકુદપ્રિયમ્
વંદે ભક્ત જનાશ્રયં ચ વરદં વંદે શિવશંકરમ્

## 卐 શ્રી શક્તિ ધ્યાન 卐

માયા કુંડલિની ક્રિયા મધુમતી કાલિકલામાલિની ।
માતંગી વિજયા જયા ભગવતિ દેવી શિવાશામ્ભવી ॥
શક્તિ શંકર વલ્લભા ત્રિનયના વાગ્ વાહિની ભૈરવી ।
ૐ કારી ત્રિપુરા સુરાસુરમયી માતા કુમારીશ્વરી ॥
નમો દેવ્યૈ મહાદેવ્યૈ શિવાયૈ સતતં નમ ।
નમઃ પ્રકૃત્યૈ ભદ્રાયૈ નિયતાઃ પ્રણતા સ્મતામ્ ॥

## 卐 કળશને ધુપ-લોબાન-સમયે બોલવાનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

ધૂપ જલે, અગર જલે, ભવની પીડા ટળે ॥
દેવ જાગે, દૈત્ય ભાગે ધૂપ ત્યાં રૂપ, દેવ ત્યાં પૂજા ॥
અલખ નિરંજન નિરાકાર, અવર દેવ નહિ દૂજા ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

## 卐 દીવા જ્યોતને પ્રણામ કરવાનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

ગુરૂ દીવો ॥ ગુરૂ દેવતા ॥ ગુરૂ વિના ઘોર અંધકાર ॥ ગુરૂ વિના યુક્તિ નહિ ॥ ગુરૂ વિના મુક્તિ નહિ ॥ મન તાળું ॥ ગુરૂમંત્ર કુંચી ॥ ખોલો ધર્મદ્વાર ॥ દેખો નારાયણકા દિદાર ॥ તરીએ ભવસાગર પાર ॥ જાગે જ્યોત, ભાગે છોત ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

## 卐 કળશમાં જળ ભરવાનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

ૐ ઉનાદ, સાદ, શબ્દ, નૂર, તેજ, બિંબ ॥ આપોઆપ ઉપાયા ઈંડ ॥ ઈંડ માંહેથી સર્જ્યા પિંડ ॥ પિંડ માંહે ઈચ્છા કીધી ॥ અનંત લીલા વર્તી લીધી ॥ ઈંડ છેદીને ઉપન્યા આપ ॥ ચતુર મૂરતની કીધી થાપ ॥ કહી આદેશ ને ઓમકાર ॥ પ્રગટ કીધી મૂરત ચાર ॥ ખાણી, વાણી, સર્જ્યા વેદ ॥ જુજવા વારાને જુજવા ભેદ ॥ હરિઅંશમાં છે ભરપૂર ॥ સ્થળ બાંધી સર્જ્યા નૂર ॥ નૂર કાંડી અજંપા જાપ ॥ ચતુર મૂરત ને નિરંજન દેવ આપ ॥ અન્નદેવને ઉપન્યા બ્રહ્મ ॥ મત્સ્યે કરી સ્થાપ્યા ધર્મ ॥ સ્વ પુરુષની શક્તિ સાર, વિષ્ણુ જળ કળશ કિરતાર ॥ આશ પૂરો, વાસ કરો, નૂરનો પ્રકાશ કરો ॥ કળશ માંહે કળા ધરો ॥ ઋષિવર જીવને પાવન કરો ॥ સદ્‌ગોર ઈમામશાહ અરજ કરે ॥ જાંબુદ્વિપે કુંવારિકા ક્ષેત્રે શ્રી નિષ્કલંકી નારાયણ રૂપે કળશ માંહે કળા ધરો ॥ ઘટમાંહે વાસ તમારો કરો ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

## 卐 ગોરનર હરિઅંશ-વૃક્ષ-ગાયત્રી મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

પ્રથમ પરમેશ્વરા ॥ પ્રવાદે જલ સાગરા ॥ સેવાને કારણે હેત રચંતે ॥ ધરતી ઉપર પાએ ન દેતવા ॥ સદા સર્વ પ્રલયે ગતં ॥ પ્રથમ નીલ વર્ણ તે ધંધુકાર ॥ ત્યારે સ્વામી તમે આદ્ય નિરંજન નિરાકાર ॥ ત્યાં કવન ચેન પરિવર્તન્તે ? ॥ દબ દેહી તે આદ્ય પુરૂષ નારાયણ ॥ આપ મને આપ ધ્યાન કર્તવ્યમ્ ॥ હો સ્વામીજી ॥ તદા નૂર નિર્વાણ આપ હસ્તકે ॥ તદા નિરંજન તે નિરાકાર ॥ ત્યાં નીલ વર્ણ તે ધંધુકાર ॥ ત્યારે નહિ સાદ ॥ નહિ શબ્દ ॥ નહિ ઉનાદ ॥ નહિ ૐ કાર ॥ નહિ ઉત્પત ॥ નહિ રેવત ॥ નહિ રચના ॥ નહિ પવન ॥ નહિ પાણી ॥ નહિ ખાણી ॥ નહિ વાણી ॥ નહિ વેદ ॥ નહિ ભેદ ॥ નહિ જળ ॥ નહિ કમળ ॥ નહિ હમળ ॥ નહિ વમળ ॥ નહિ પર્વત ॥ નહિ પાષાણ ॥ નહિ નદીઓ ॥ નહિ નવાણ ॥ નહિ સમુદ્ર ॥ નહિ સાગર ॥ નહિ ગિરિવર ॥ નહિ કૈલાસ ॥ નહિ મેરૂ ॥ નહિ મેખલા ॥ નહિ સ્વર્ગ ॥ નહિ નરક ॥ નહિ મૃત્યુ ॥ નહિ પાતાળ ॥ નહિ ધરતી ॥ નહિ આકાશ ॥ નહિ ચંદ્ર ॥ નહિ સૂર્ય ॥ નહિ તારા ॥ નહિ ધ્રુવ ॥ નહિ મેઘ ॥

નહિ મંડળ ॥ નહિ રહેણી ॥ નહિ દિવસ ॥ નહિ સૂન ॥ નહિ પોકાર ॥ નહિ જરણ ॥ નહિ મરણ ॥ નહિ સૃષ્ટિ ॥ નહિ સંયોગ ॥ નહિ ભાવ ॥ નહિ ભયંકાર ॥ નહિ રૂપ ॥ નહિ રેખા ॥ નહિ રાગ ॥ નહિ ભાષા ॥ નહિ દામ ॥ નહિ કદંબ ॥ નહિ રીત ॥ નહિ કરીત ॥ નહિ યોગ ॥ નહિ યુક્તિ ॥ નહિ શક્તિ ॥ નહિ ભક્તિ ॥ નહિ મોહ ॥ નહિ માયા ॥ નહિ કામ ॥ નહિ કાયા ॥ ત્યારે ભાવ ભેદ કંઈ નહોતા ॥ તદા આદ્ય નિરંજને કઈ પેરે સૃષ્ટિ નીપાઈ હો સ્વામીજી ॥

પ્રથમ નીલ વર્ણ ધંધુકાર મધ્યે ૐ કાર ॥ ૐ કારથી હેત ધરીઆ ॥ હેત થકી નીર ઝરીયાં ॥ નીર થકી ખીર કરીઆં ॥ ખીર થકી ફીણ ઉપાયા ॥ ફીણ માંહેથી ઈંડ નીપાયા ॥ ઈંડ થકી રચંતે સર્વ રચના ॥ ઈંડ છેદીને ત્રણ ભુવન સજર્યા હો સ્વામીજી ॥ પ્રથમ તો જમીનની જડ બાંધતા યુગ પાંચ (૫) ॥ પાંચ યુગ તો પિયાલ થોભંતાં ॥ (૫) પાંચ યુગ તો ગઢ મેરૂ ઉઠંતાં ॥ (૫) પાંચ યુગ તો બ્રહ્માંડ જડંતા ॥ (૮) આઠ યુગ તો ગીતા-ગાયત્રી ઓચરંતા ॥ (૯) નવ યુગ તો નીર નવાણ ભરંતાં ॥ (૧૨) બાર યુગ તો રુંઢ માળા ફેરવંતા ॥ (૨૦) વીસ યુગ તો વિભુ વનસ્પતિ વસંતાં ॥ (૩) ત્રણ યુગ તો

ત્રિભુવન ત્રિશૂળ ધરંતા ॥ (૧) એક યુગ તો ૐ કાર બોલી ભણંતાં ॥ એવા (૭૩) તોંતેર યુગ તો વહી ગયા સ્વામીજીને અટકળ કરતાં ॥ તદા અગમ અગોચર ॥ સદ્‌ગોર બ્રહ્મા નર નારાયણ દેવ મહેશ્વર ॥ એ ત્રણ દેવની પૂજા કરે તેના આવાગમનના ફેરા ટળે ॥

તદા સ્વામીજીએ પહેલા રોપ્યા સત્ય ॥ સત્ય ઉપર દત્ત ॥ દત્ત ઉપર ક્ષમા ॥ ક્ષમા ઉપર ગજા ॥ ગજા ઉપર નીલ ॥ નીલ ઉપર શેષનાગ ॥ શેષનાગના શિર ઉપર ધબલા ધોરી ॥ ધબલા ધોરીના શીંગ ઉપર રાઈ ॥ એટલા ઉપર યત્ન કરી સ્વામીજીએ સૃષ્ટિ નીપાઈ ॥ જે કરણ કલ્પના અવતાર પાત્ર સાંભળો ઋષિવર ભાઈ ॥ જ્યાં થકી સ્વામીજીએ રૂપ ધર્યા તે રૂપ ઓળખીને આજ કરો કમાઈ ॥ પ્રથમ નામ તો નીલ ॥ અનીલ ॥ સુન ॥ શાન ॥ નાન ॥ જ્ઞાન ॥ મેયાન ॥ નુર ॥ તેજ ॥ જલ ॥ કમલ ॥ કદમ ॥ આદ્ બુંદ ॥ નાદ બુંદ ॥ ગજતત્ત્વ ॥ પ્રેમતત્ત્વ ॥ આદ્ય પુરૂષ ॥ આદ્ય પુરૂષથી ૐ કાર ॥ ૐ કારથી ચારે વેદ પ્રકાશ ॥ આદ્ય પુરૂષથી નાભીચક્ર ॥ નાભીચક્રથી ભયે ગોર બ્રહ્મા ॥ સદ્‌ગોર બ્રહ્માથી સર્વ સૃષ્ટિની ઉત્પત્તિ ॥ જે ચાર કલ્પના અવતાર પાત્ર સાંભળો ઋષિવર ભાઈ ॥ જ્યાં થકી ગોર નરે અવતાર લીધા તે અવતારને ઓળખીને આજ કરો કમાઈ ॥

"પ્રથમ નામ તો ૐ કાર ઉનાદ ॥ અવિગત્ય ॥ અહેદ ॥

હવ ॥ કવ ॥ તત્ત્વ ॥ ધર્મ ॥ તેજ ॥ કેવલિક ॥ નાદ ॥ ઓત્રા ॥ હરિતખ્ત ॥ પુરૂરવા ॥ અતીતવંશી ॥ પ્રેમ ઋષિ ॥ વંશ તો શ્રી મત્સ્ય ॥૧॥ મનાઈત ॥ ઉગ્રસેન ॥ અજુવંત ॥ બ્રેહસ્પત ॥ અશો મિત્ર ॥ પ્રિકમ ઋષિ ॥ વંશ તો શ્રી કૂર્મ ॥૨॥ વસરત ॥ દકાઈત ॥ કાત્યાયન ॥ પરજાઈત ॥ દાઢમ ઋષિ ॥ વંશ તો શ્રી વ્યારાહ ॥૩॥ દેહેર ॥ રૂપક ॥ કેશવ ॥ નસખલિપત્ય ॥ ગૌતમ ॥ અંબરિષ ॥ વંશ તો શ્રી નૃસિંહ ॥૪॥ મુનાયક ॥ વંશ વઢણ ॥ વીર લોચન ॥ કશ્યપ ઋષિ ॥ વંશ તો શ્રી વામન ॥૫॥ માનધાતા ॥ પૃથ્વી જય ॥ અસરત ॥ જમદગ્ની ઋષિ ॥ વંશ તો શ્રી પરશુરામ ॥૬॥ રઘુ ॥ નઘુ ॥ યયાતી ॥ કેવળિક ॥ અજયપાળ ॥ દશરથ ॥ વંશ તો શ્રી રામ ॥૭॥ લવ ॥ પદ્મ ॥ પરિક્ષત ॥ વીરપાળ ॥ વસુદેવ ॥ વંશ તો શ્રી કૃષ્ણ ॥૮॥ પ્રદ્યુમ્ન ॥ સેસ્થાન ॥ બિલસ્થાન ॥ વેણી વચ્છરાજ ॥ સિંહરાજ ॥ વંશ તો શ્રી બુદ્ધા ॥૯॥

શ્રી બુદ્ધ ભગવાનથી જે હરિવંશ આજ કળિયુગમાં ગુપ્ત ચાલ્યો આવે છે તે જ હરિવંશમાં કળિયુગને અંતે ધર્મની સ્થાપનાને માટે આદ્ય વિષ્ણુ ભગવાનનો જે અંતિમ દશમો અવતાર પ્રગટ થશે તે આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ ॥૧૦॥ ને ગત ગંગાના કોટી કોટી નમસ્કાર !

સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

## 卐 દશે દિશાએ છાંટ નાખી પગે લાગવાનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

ૐ કાર ॥ વમ્ કાર ॥ મહ કાર ॥ ભૂમકાર ॥ નિરંજન નિરાકાર ॥ આદ્યે રોપ્યા ચતુર સ્થંભ ॥ તળે માંડ્યો પાટ ને ઉપર કુંભ ॥ કુંભમાં બેઠી મૂરત ચાર ॥ માંહે નિરંજન નિરાકાર ॥ ચાર પુરુષ ને એક જ નાર ॥ માંહે સાત દર્શનનો આચાર ॥ પ્રદક્ષિણાનું મોટું દાન ॥ પૂજીએ તો મેરૂ સમાન ॥ કહી આદેશ ને નાખી છાંટ ॥ ધરતી આસમાન રહ્યાં એકાંત (સ્થિર) ॥ ચતુર્દિશાને ખૂણા ચાર ॥ ખગોળ ભૂગોળ સૌ વિસ્તાર ॥ સત્ય સંતોષે ઈંડ આકાર ॥ ઈંડ થકી રચ્યો સંસાર ॥ કુંભે નુર કળશનો ભેદ ॥ યજ્ઞ સ્થાપ્યો વારિ મેઘ ॥ અથર્વવેદી યજ્ઞ નિશાની વિશ્વંભરા ભોજન ॥ એક મૂરત ત્રણ દેવ મળી સૃષ્ટિ જ્યાં સ્થાપી ॥ આદ્ય સતપંથ સ્થાપ્યા ને પાપ નાખ્યાં કાપી ॥ આશ પૂરો ॥ વાસ ધરો ॥ નૂરનો પ્રકાશ કરો ॥ કળશમાંહે કળા ધરો ॥ ઋષિવર જીવને પાવન કરો ॥ વિષ્ણુ નિરંજન નિષ્કલંકી રૂપ ॥ તમે સકળ સૃષ્ટિના ભૂપ ॥ સદ્‌ગુરૂએ કીધી મહેર ॥ વસાવ્યા ધર્મને ટાળ્યાં કહેર (પાપ) ॥ સદ્‌ગોર નિરંજનની કાયા ॥ સ્વામી તમથી ઉપન્યા ને તમમાં સમાયા ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

## 卐 મુખીને ચરણામૃત પીવાનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

તમે દેવ નિરંજન નિરાકાર ॥ નિષ્કલંકી નારાયણ દશમો અવતાર ॥ ઈશ્વર યુગો યુગના બ્રહ્માજી ॥ પુરૂષ પાવળની છાંટેથી ॥ સપ્ત પાતાળ, એકવીસ બ્રહ્માંડનાં બાંધ્યા બંધ ॥ તે નૂર પાવળે બાંધ્યા બંધ ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર ॥ કળશમાં કળા ધરી બેઠા તે નૂર છાંટના બાંધ્યા ॥ હરિ હંસરાજા ॥ પરિદેવના ટોળ ॥ ૐ કારે અંશના રાજા ॥ પાતાળે દેવતા, જમીન, આસમાન, પવન, પાણી, ગુપ્તી, પ્રગટી ॥ કુળમાંહે ગોત્રમાંહે ॥ આણી વેળાએ ॥ જે કોઈ નૂરની વાસના કરે ॥ તે જીવની આસ પૂરો ॥ આદ્ય બ્રહ્માએ ઘટપાટ સ્થાપ્યો ॥ ચારે દિશાએ ફેરવી દુહાઈ ॥ અનંત રૂપે ચરિત્ર કીધાં ॥ કર્તા મુર્ત સોઈ ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

તા.ક.: ચરણામૃત બનાવવાની વિધિ સંપૂર્ણ.

## 卐 સર્વ દેવ-ઋષિવરને થાળ જમાડવાનો મંત્ર 卐

દશાંશ પૈસાનો છે

(થાળ પર ચરણામૃત મૂકી, મંત્ર બોલી, થાળ સમર્પણનો સંકલ્પ કરવો.)

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

સ્વામીજી ! હરિવંશ પાત્ર ॥ જીવોના ઓધાર ॥ સૃષ્ટિના સર્જનહાર ॥ જાંબુદ્વીપે ધર્યો અવતાર ॥ તમે અવિચળ ॥ તમારી વાચા અવિચળ ॥ તમારૂં આસન અવિચળ ॥ તમે સ્થાનકના ધણી ॥ તમે રચના રચી ચૌદ ભુવન તણી ॥

તમારે પારે ॥ તમારે નિમિત્તે ॥ તમારા બ્રહ્મ ભોજન સ્થાને ॥ તમારા મંદિરે ॥ તમારા દેવસ્થાને જે કોઈ મુનિવર ॥ સેવક હીણોખીણો ॥ નર-નારી ॥ જે કોઈ મનની ઈચ્છાએ ॥ તમારા ભંડારમાં ભાવ કરીને ॥ તમારે બ્રહ્મ ભોજન સ્થાને ॥ જે કોઈ સેવકે માન્યુ ઈચ્છયુ હોય ॥ જે કોઈ સેવકે દમડો, દોકડો, સુતર, વસ્ત્ર, કણ, કાંકણ, દાણો, ખાણુ ॥ ત્રાંબુ, રૂપું, હેમ, કુંદન, ઢબુ, પૈસા ॥ દામ, મહોર, કોરી, બદામ, રૂપા નાણું ॥ અન્ન પાણી, પાન, ફૂલ, શાક, પાક ॥ જે કોઈ સેવક તમારા દરબારમાં ભાવથી ગત-ગંગામાં પૂજે ॥ આશીષ કરાવે તેનો સ્વીકાર કરો ॥

આશીષ કરાવે તે બારે રાશીની આસનાને સ્વીકારો ॥ હે સ્વામી ॥ સેવકોના અન્નપાણીના ભંડાર અખૂટ કરો ॥ કમાણીમાં લાભ આપો ॥ વાટ-ઘાટ સોહેલી કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥ ઋષિવર સેવકો પર દયાની દૃષ્ટિ કરો ॥ સેવકોની ખેતી-વાડી, વણજ-વેપારમાં લાભ પૂરો ॥ આવાગમન દૂર કરો ॥ એક ગણું દાન સવા લાખ ગણું પૂણ્ય ॥ એકવાર દાન ઋષિવર દે તે સવા લાખ ગણેરૂં લે ॥ સ્વામી સદ્‌ગોર પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ તેની શાખ ભરે ॥ નિરંજન નિષ્કલંકી નારાયણ આણ ધરે ॥ હરિવંશ પરિવાર ॥ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમે સેવકોની રક્ષા કરો. સેવકોની પૂજાપાત્રીનો સ્વીકાર કરો ॥ સેવકોને નીમે, ધર્મે સતપંથના માર્ગ માંહે ભર્યા પૂરા રાખો ॥ દશાંશ સુક્રિતનો મેળો આપો ॥ ગત-ગંગામાં સાથે રાખો ॥ પંચ ભાગનો સ્વીકાર કરો ॥ મેરૂ સમાન દાન ॥ વિશ્વંભર ભોજનનો સ્વીકાર કરો ॥ પૃથ્વી પ્રદક્ષિણાનું ફળ આપો ॥ ઋષિવરોના પાપ કાપો ॥ આખર વેળામાં ઉગારી લેજો ॥ છેવટની પળે દર્શન દેજો ॥ ધર્મ શ્રદ્ધા અખંડ રાખો ॥ પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ કરોડીના મેળા આપો લખ, ચોર્યાસીના ફેરા ટાળો ॥ કમળા કુંવરની સોબતમાં રાખો ॥ દશે આંગળીએ દાન ॥ સહસ્ત્ર ગણું પુણ્ય (દહેતર દુનિયા સહસ્ત્ર આખરત)

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

## 卐 થાળ અક્ષય પાત્રનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

હરિશ્ચંદ્ર, ચતુરવેદી બ્રહ્મા, મોક્ષદાતાર, દેવ મહેશ્વર અને સહદેવ તપે કસે કળશ કિરતાર ॥ ચાર યુગ મધ્યે જીવ ઉદ્ધાર્યા ॥ પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ કરોડીના મેળા આપો ॥ તમે હરિવંશ પાત્ર સ્વામીજી ભાવભક્તિ સિદ્ધ કરો ॥ થાળ, પ્રસાદ, નિશાની, મહેમાની, દશાંશ સુક્રિત દામ ॥ દોકડો, પાન, ફૂલ, ફળ, અન્ન પાણી ॥ શાક પાક ॥ ભક્તિ ઉપાસના સ્વીકાર કરો. સ્વામી તમસુ બલિહારી અમને આશા દેવ તમારી, અક્ષય પાત્ર અખૂટ કરો ॥ સ્વામી તમે ગત-ગંગાને રોશન કરો. અન્નપૂર્ણા અન્ન પૂરો ॥ પાણી પૂરો ગણેશ ॥ રિદ્ધિ સિદ્ધિ આપો માતા ભવાની, મહાદેવ સ્વામી ભોજન પીરસે, માતા ભવાની ગયાં બ્રહ્માજીની પાસ ॥ રિદ્ધિ સિદ્ધિ આપો ॥ માતા ભવાની, મહાદેવ સ્વામી ભોજન પીરસે, માતા ભવાની ગયાં બ્રહ્માજીની પાસ ॥ રિદ્ધિ સિદ્ધિ આપો તમારા દાસ, ભરો ભંડાર થાઓ સુખી ॥ અન્ન દેવ પુર્ણ જાલંધર-મુખી ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

## 卐 પ્રસાદ (ભોજન) જમવાનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

સ્વામી તમે સૃષ્ટિના સર્જનહાર ।। થાળ મહેમાની ।। તમારી ભાવે-સુભાવે ।। તમારે નિમિત્તે । તમારે ભોજન સ્થળે ।। સ્વીકાર કરો ।। અન્ન પાણીના આહાર ।। પાન ફૂલના ભોગતા ।। સકળ સંઘ ઉપર દયાની દૃષ્ટિ કરો ।। તમારું તેજ પ્રગટ કરો ।। સેવક ઉપર દયા દૃષ્ટિ કરો ।। અનંત જીવ તપ કરી આવ્યા ।। એમ દેવ વેદ વાયક ભાખંતે ।। સદ્‌ગોરે હેત કર્યા ।। તે ચતુર વેદી બ્રહ્મા ।। સ્વામી ।। હક્ક દાણા ।। સેવા એ આણ્યા ।। જાકા દાણા ।। ખટ્ટી કર કમાયા ।। સત્ય સું લાયા ।। પ્રેમ સું પકાયા ।। સંન્યાસી ગ્રાસ દાણા ।। બ્રહ્મા અર્પણ કરકે ખાયા સ્વામી ।। તુમ કો પહુંચાયા ।।

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

## 卐 પ્રસાદ જમ્યા પછીનો મંત્ર 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

એક ગણુ દાન ॥ સહસ્ત્ર ગણું પુન્ય ॥ આખર વેળાએ સેવકની રક્ષા કરો ॥ વિશ્વાસ અખંડ રાખો ॥ ધર્મના માર્ગે રાખો ॥ સ્વામી સહાય કરો ॥ જે ભંડારથી રોજી આવે તે ભંડાર ભરપૂર કરો ॥ સ્વામી તમારો પ્રસાદ ॥ તમે આપ્યો ॥ સેવક જમ્યો ॥ પ્રકાશ થયો ॥ સ્વામી તમને પહોંચાયા ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

* * *

## 卐 મંત્ર : સ્ત્રીને છાંટ નાખી-લાઇ સુતક ઉતારવાનો છે 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

પ્રથમ આદ્ય નિરંજન ધંધુકાર ॥ તમે સરજી મુર્ત ચાર ॥ તમે સૃષ્ટિના સર્જનહાર ॥ તમે કીધો વેદ વિસ્તાર ॥ સ્વામી તમે ધર્યા અવતાર ॥ અથર્વવેદમાં સચરાચર ॥ ખાણી વાણીને સર્જ્યા વેદ ॥ તમે સર્જ્યા અમર ભેદ ॥ અમર ભેદની અમર કાયા ॥ આદ્ય અંતે નૂર નિપાયા ॥ નૂરથી નિર્મળ જીવ નિપાયા ॥ સુતક ટાળો ॥ પાતક બાળો ॥ નૂરે જીવના પિંડ પખાળો ॥ સદ્‌ગુરૂ સ્વામી ॥ છાંટ નાખો ॥ છોત ઉતારો ॥ પાપની પોઠ ઉતારો ॥ સુતક, પાતક, પ્રાયશ્ચિત ઉતારો ॥ દિન એક, માસ, છ માસ, દશ માસ ॥ દિન ચાર ॥ જરાજ ખાણીમાં મનુષ્ય અવતાર ॥ તમે ઉતારો સેવકોનો ભાર ॥ પર અન્ન ॥ પર જળ ॥ દુનિયા તણો વ્યવહાર ॥ તમે નૂરથી કરો ઉદ્ધાર ॥ સુતક ટાળો ॥ પાંચે પાતક બાળો ॥ સાચો જૂઠો, ભૂલ્યો, ચૂકયો ॥ વાચા-વચને વેદ હીણો ॥ ઉણિયાચારી ॥ અવગુણ

પાતકે ભર્યો ॥ પાંચે પાતક દૂર કરો ॥ વારો વાર લાગી પાવન કરો ॥ નૂરે કાંડી જપાવો અજંપા જાપ ॥ તમે ઉતારો સેવકનાં પાપ ॥ ગત-ગંગા ॥ સકળ સંઘ ॥ અનેક વર્ણને એક જ નાત ॥ નૂરથી પાતક દૂર કરો ॥ સદ્દગોર ઈમામશાહ ॥ તમે જીવોના તારણહાર ॥ તમે સેવકને આપો દર્શન ॥ એ સેવકને પાવન કરો ॥ એ સેવકના અપરાધ ક્ષમા કરો ॥ જાંબુદ્વીપના ધણી ॥

સદ્દગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

* * *

## 卐 (મંત્ર : પુરૂષને છાંટ નાખી સુતક ઉતારવાનો છે) 卐

ૐ પરમકૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું...

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા, ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે....

દેવ પાવન ॥ નૂર પાવન ॥ નિરંજન નારાયણ પાવન ॥ પંચદેવ પાવન ॥ ચૌદ બ્રહ્માંડ પાવન ॥ સપ્ત ઋષિ પાવન ॥ બાર કુળ મેઘ પાવન ॥ તમારાં નામ પાવન ॥ તમારાં ઠામ પાવન ॥ તમારાં નામ નૂરને પ્રતાપે કરીને એ જીવ પાવન ॥ ધરતી આસમાન પાવન ॥ પવન પાણી પાવન ॥ ચંદ્ર-સૂર્ય પાવન ॥ તારા મંડળ, ધ્રુવ મંડળ પાવન ॥ અષ્ટકુળ પર્વત પાવન ॥ નવ કુળ નાગ પાવન ॥ સાત સમુદ્ર પાવન ॥ નવસો નવાણુ નદીઓ પાવન ॥ તમારાં નામ-નૂરને પ્રતાપે કરીને સેવક પાવન ॥ નવ નાથ, ચોર્યાસી સિદ્ધ પાવન ॥ અઠ્યાસી સહસ્ત્ર ઋષિ પાવન ॥ એક લાખ એંસી હજાર સંત મહાત્મા પાવન ॥ હરિવંશ કુળ કાયમનો અવતાર પાવન ॥ અડસઠ તીર્થ પાવન ॥ નવાણુ કરોડી ઝાંખા પાવન ॥ છપ્પન કરોડી મેઘા પાવન ॥ બત્રીસ કરોડી કિન્નર પાવન ॥ તેત્રીસ કરોડી દેવતા પાવન ॥ અનંત કરોડી દેવો પાવન ॥ તમારાં નૂરના પ્રતાપે કરીને સેવકો પાવન ॥ નૂરની છાંટે સેવક પાવન ॥

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

## 卐 મંત્ર : દશતરી હરીઅંશ ગાયત્રી (મોટી) 卐

પ્રથમ પરમેશ્વરા, પ્રવાદે જળ સાગરા, સેવાને કારણે હેત રચંતે, ધરતી ઉપર પાએ ન દેતવા, સદા સર્વ પ્રલયે ગતમ્, પ્રથમ નિલ વર્ણ તે ધંધુકાર, ત્યારે સ્વામી આદ્ય નિરંજન નિરાકાર ત્યાં કવન ચેન પરિવર્તતે દબૂ દેહિતે આદ્ય પુરૂષ નારાયણ, આપમને આપ ધ્યાન કર્તવ્યમ્ હો સ્વામીજી !

તદા નૂર નિર્વાણ આપ હસ્તકે, તદા નિરંજન તે નિરાકાર, તહાં નિલવર્ણ તે ધંધુકાર, ત્યારે નહિ સાદ ॥ નહિ શબ્દ ॥ નહિ ઉનાદ ॥ નહિ ઓમકાર (ૐ) ॥ નહિ ઉત્પન્ન ॥ નહિ રેવત ॥ નહિ રચના ॥ નહિ પવન ॥ નહિ પાણી ॥ નહિ ખાણી ॥ નહિ વાણી ॥ નહિ વેદ ॥ નહિ ભેદ ॥ નહિ જળ ॥ નહિ કમળ ॥ નહિ હમળ ॥ નહિ વમળ ॥ નહિ પર્વત ॥ નહિ પાષાણ ॥ નહિ નદિયો ॥ નહિ નવાણ ॥ નહિ સમુદ્ર ॥ નહિ સાગર ॥ નહિ ગિરીવર ॥ નહિ કૈલાસ ॥ નહિ મેરુ ॥ નહિ મેખલા ॥ નહિ સ્વર્ગ ॥ નહિ નર્ક ॥ નહિ મૃત્યુ ॥ નહિ પાતાળ ॥ નહિ ધરતી ॥ નહિ આકાશ ॥ નહિ ચંદ્ર ॥ નહિ સૂર્ય ॥ નહિ તારા ॥ નહિ ધ્રુ ॥ નહિ મેઘ ॥ નહિ મંડળ ॥ નહિ રેણી ॥ નહિ દિવસ ॥ નહિ સુન ॥

નહિ પોકાર । નહિ જરણ ।। નહિ મરણ ।। નહિ સૃષ્ટિ ।। નહિ સંયોગ ।। નહિ ભાવ ।। નહિ ભયંકાર ।। નહિ રૂપ ।। નહિ રેખા ।। નહિ રાગ ।। નહિ ભાષા ।। નહિ દમ ।। નહિ કદમ ।। નહિ ધર્મ ।। નહિ ધર્મકાર ।। નહિ રીત ।। નહિ કરીત ।। નહિ યોગ ।। નહિ યુક્તિ ।। નહિ શક્તિ ।। નહિ ભક્ત ।। નહિ મોહ ।। નહિ માયા ।। નહિ કામ ।। નહિ કાયા ।। ત્યારે ભાવ ભેદ કાંઈ નહોતા, તદા આદ્ય નિરંજને કઈ પેરે સૃષ્ટિ નિપાઈ ।। હો સ્વામીજી !

પ્રથમ નિલવર્ણ ધંધુકાર મધ્યે ૐ કાર (ઓમકાર), ૐ (ઓમકાર) થી હેત ધરિયા, હેતથી નીર ઝરીયા, નીરથી ખીર કરીયા, ખીરથી ફીણ ઉપાયા, ફીણ માંહેથી ઈંડ નીપાયા, ઈંડ થકી રચંતે સર્વ રચના, ઈંડ છેદીને ત્રણ ભુવન સર્જ્યા હો સ્વામીજી !

પ્રથમ જમીનની જડ બાંધતાં, યુગ પાંચ (૫), પાંચ યુગ તો પિયાલ થોભંતાં, ૫, પાંચ યુગ તો ગઢ મેરૂ ઊઠંતાં, ૫, પાંચ યુગ તો બ્રહ્માંડ જડંતાં, ૮, આઠ યુગ તો ગીતા ગાયત્રી ઓચરંતા, ૯, નવ યુગ તો નીર નવાણં ભરંતાં, ૧૨, બાર યુગ તો રૂંઢમાળા ફેરવંતા, ૨૦ વીસ યુગ તો વિભુ વનસ્પતિ વસંતાં, ૩ ત્રણ યુગ તો ત્રિભુવન ત્રિશૂળ ધરંતાં, ૧, એક યુગ તો ૐ (ઓમકાર) બોલી ભણંતાં, એવા તોતેર યુગ તો વહી ગયા સ્વામીજીને અટકળ કરંતાં,

તદા અગમ અગોચર સદગોર બ્રહ્મા, નર નારાયણ, દેવ મહેશ્વર, એ ત્રણ દેવની જે કોઈ પૂજા કરે તેના આવાગમનના ફેરા ટળે.

તદા સ્વામીજીએ પહેલા રોપ્યા સત્ય, સત્ય ઉપર દત્ત, દત્ત ઉપર ક્ષમા, ક્ષમા ઉપર ગજા, ગજા ઉપર નીલ, નીલ ઉપર શેષનાગ, શેષનાગની ફેણ ઉપર ધબળા ધોરી, ધબળા ધોરીના શીંગ ઉપર એક રાઈ, એટલા ઉપર યત્ન કરી સ્વામીજીએ સૃષ્ટિ નિપાઈ.

જે કરણ કલફના અવતાર પાત્ર સુણો ઋષિવર ભાઈ ! જ્યાં થકી સ્વામીજીએ રૂપ ધર્યાં તે રૂપ ઓળખીને આજ કરો કમાઈ.

પ્રથમ નામ તો નીલ ૧, અનીલ ૨, સુન ૩, સાન્ ૪, ધ્યાન ૫, જ્ઞાન ૬, મયાન ૭, નૂર ૮, તેજ ૯, જળ ૧૦, કમળ ૧૧, કદમ ૧૨, આધબુદ્ધ ૧૩, નાદ બુદ્ધ ૧૪, ગજતત્ત્વ ૧૫, પ્રેમ તત્ત્વ ૧૬, આદ્ય પુરૂષ ૧૭, આદ્ય પુરૂષથી ૐ (ઓમકાર), ૐ (ઓમકાર)થી ચારે વેદ પ્રકાશ, આદ્ય પુરૂષથી નાભિચક્ર ॥ નાભિ ચક્રથી ભયે ગોર બ્રહ્મા, સદગોર બ્રહ્માથી સર્વ સૃષ્ટિની ઉત્પતિ જે ચાર કલફના અવતાર પાત્ર સાંભળો મુનિવર ભાઈ ! જ્યાં થકી ગોરનરે અવતાર લીધા તે અવતારને ઓળખીને આજ કરો કમાઈ.

પ્રથમ નામ તો ૐ (ઓમ) (૧), ઉનાદ (૨), અવીગત્ય (૩), અહેદ (૪), હવ (૫), કવ (૬), તત્ત્વ (૭), ધર્મ (૮), તેજ (૯), કેવળીક (૧૦), નાદ (૧૧), ઓત્રા (૧૨), હરિતખ્ત (૧૩), પ્રુરવા (૧૪), અતિત્‌વંશી (૧૫), પ્રેમ ઋષિ (૧૬), વંશ તો શ્રી મત્સ્ય ભગવાન (૧૭).

શ્રી મત્સ્ય ભગવાનની માતા તો શંખાવતી, પિતા તો પરમઋષિ, શક્તિ તો દેવી ચંદ્રિકા, ગોર તો માનધાતા, સ્થાન તો હંસપુર, દૈત દાનવ તો શંખાસુર સ્થાન તો હંસપુર, ક્ષેત્ર તો દ્વારામતી, ત્યારે વેદ તો ઋગવેદ વર્તંતે, ઓચરંતે ગાયત્રી, સાત વાર સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથિ બાર કરણ, નવગ્રહ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા, સ્વામી ! ઋષિઓને સ્થાપી, શંખાસુરને સંહારી, સાતે પાતાળના રાજાઓને વચન આપી, સદ્‌ગોર બ્રહ્માનાં વેદ વાળી, સવાક્રોડી સહ રૂખમાંગત્ ભક્તને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી, જે કોઈ ચિત્ત હરિ શું લાએ, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય, નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામને, જે રૂપે આપણા સદ્‌ગોર બ્રહ્મા નર નારાયણ હોય ! આજ તે રૂપને ધાઈએ.

અવતાર પહેલો શ્રી મત્સ્ય ચાર લાખ બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તંતે.

સંપૂર્ણ

શ્રી મત્સ્યના મનાઈત (૧૮), ઉગ્રસેન (૧૯), અજુવંત (૨૦), બ્રહસ્પત (૨૧), અશોમિત્ર (૨૨), પ્રીકમ ઋષિ (૨૩), વંશ તો શ્રી કૂર્મ ભગવાન (૨૪).

શ્રી કૂર્મ ભગવાનની માતા તો કમળાવતી, પિતા તો પ્રીકમ ઋષિ, શક્તિ તો દેવી બેચરા, ગોર તો ઐકાઅંકી, સ્થાન તો મહાપુર, દૈત્ય દાનવ તો મધુકટ્ક, ક્ષેત્ર તો માનસરોવર ત્યારે વેદ તો ઋગવેદ વર્તતે. ઓચરંતે ગાયત્રી, સાતવાર સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથિને બાર કરણ, નવ ગ્રહ સૂર્ય મંત્રનો જાપ જપતા, આવ્યા સ્વામી ! ઋષિયોને સ્થાપી, મધુકટ્ક દાનવને સંહારી, ચૌદ રત્નને વાળી, સવા ક્રોડીસહ રાજા અમરિષને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામ ને, જેણે રૂપે આપણા સ્વામીજી સદ્ગોર, બ્રહ્મા, નર નારાયણ હોય આજ તે રૂપને ધાઈએ.

અવતાર બીજો શ્રી કૂર્મ, ચાર લાખ ને બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તતે.

સંપૂર્ણ

શ્રી કૂર્મના વસરત (૨૫), દકાઈત (૨૬), કાત્યાયન (૨૭), પરજાઈત્ (૨૮), દાઢમ ઋષિ (૨૯), વંશ તો શ્રી વરાહ ભગવાન (૩૦).

શ્રી વરાહ ભગવાનની માતા તો પદ્માવતી, પિતા તો દાઢમ ઋષિ, શક્તિ તો દેવી સોમૈયા, ગોર તો અંકેશ્વર, સ્થાન તો માયાપુર (મહિકાપુર), દૈત્ય દાનવ તો મયુરધ્વજ, ક્ષેત્ર તો ભૈકાસુર ત્યારે વેદ તો ઋગવેદ વર્તંતે, ઓચરંતે ગાયત્રી, સાત વાર સત્તાવીશ નક્ષત્ર, પંદર તિથિને બાર કરણ, નવ ગ્રહ સૂર્ય મંત્રનો જાપ જપતા, આવ્યા સ્વામી ! ઋષિઓને સ્થાપી મયુરધ્વજ દાનવને સંહારી, સવા ક્રોડીસહ રાજા ધ્રુવભક્તને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાયે, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામ ને, જેણે રૂપે આપણા સદ્‌ગોર બ્રહ્મા નર નારાયણ હોય ! આજ તે રૂપને ધાઈએ.

અવતાર ત્રીજો શ્રી વરાહ ચાર લાખ બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તંતે.

સંપૂર્ણ

શ્રી વરાહના દેહેર ૩૧, રૂપક ૩૨, કેશવ ૩૩, નશખલિપત્ય ૩૪, ગૌતમ ૩૫, અમરિષ ૩૬, વંશ તો શ્રી નૃસિંહ ભગવાન ૩૭.

શ્રી નૃસિંહ ભગવાનની માતા તો ચંદ્રાવલી, પિતા તો અમરિષ, શક્તિ તો તુલજા ભવાની, ગોર તો અમ્મરતેજ, સ્થાન તો કાશ્મિર, દૈત્ય દાનવ તો હિરણ્યાકશ્યપ, ક્ષેત્ર તો ચરણાપુરી ત્યારે વેદ તો ઋગવેદ વર્તંતે. ઓચરંતે ગાયત્રી, સાત વાર

સત્તાવીસ નક્ષત્ર પંદર તિથિને બાર કરણ, નવ ગ્રહ, સર્વ મંત્રનો જાપ જપતા, આવ્યા સ્વામી ! ઋષિઓને સ્થાપી, હિરણ્યાકશ્યપ દાનવને સંહારી, સવા ક્રોડીસહ રાજા પ્રહલાદ ભક્તને ઓધારી. પાંચ ક્રોડીનું ભરણ ભરાવી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાયે તેના ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણનાં નામને, જેણે રૂપે આપણા સદ્ગોર બ્રહ્મા ! નર નારાયણ હોય ! આજ તે રૂપને ધાઈએ.

અવતાર ચોથો શ્રી નૃસિંહ, સોળ ક્રોડી (૧૬,૦૦,૦૦,૦૦૦) કુળ પરિવાર ચાર લાખ બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તંતે.

દિશા ઉત્તર, સ્થળ હંસપુર, દાગ વનદાગ, પહેલા કર્તાયુગનું પરમાણ સત્તર લાખ અઠ્યાવીસ હજાર વર્ષ (૧૭,૨૮,૦૦૦) તેમાં મોટા અવતાર ચાર (૪).

સંપૂર્ણ

શ્રી નૃસિંહનાં મુનાયક (૩૮), વંશ વઢણ (૩૯) વિર લોચન (૪૦), કશ્યપ ઋષિ (૪૧), વંશ તો શ્રી વામન ભગવાન (૪૨).

શ્રી વામન ભગવાનની માતા તો લીલાવતી, પિતા તો કશ્યપ ઋષિ, શક્તિ તો દેવી કોકીલા, ગોર તો સહજાનંદ, સ્થાન તો

બગપુર, દૈત્ય દાનવ તો બળી રાજા, ક્ષેત્ર તો વનથળી ત્યારે વેદ તો યજુર્વેદ વર્તંતે. ઓચરંતે ગાયત્રી, સાત વાર સત્તાવીસ નક્ષત્ર પંદર તિથિને બાર કરણ, નવ ગ્રહ સૂર્ય મંત્રનો જાપ જપતા, આવ્યા સ્વામી ! ઋષિઓને સ્થાપી બળી દહીંતને સંહારી, કમલધ્વજ ભક્તને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાયે, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામને, જેણે રૂપે આપણા સદ્ગોર બ્રહ્મા નર નારાયણ હોય ! આજ તે રૂપને ધાઈએ.

અવતાર પાંચમો શ્રી વામન, ચાર લાખ બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તંતે.

સંપૂર્ણ

શ્રી વામનના માનધાતા (૪૩), પૃથ્વિજય (૪૪), અસરત (૪૫), જમદગ્નિઋષિ (૪૬), વંશ તો શ્રી પરશુરામ ભગવાન (૪૭).

શ્રી પરશુરામ ભગવાનની માતા તો રેણુંકા, પિતા તો જમદગ્નિ ઋષિ, શક્તિ તો માતા કાલિકા, ગોર તો જનક દેવ, સ્થાન તો માયાપુર, દૈત્ય દાનવ તો સહસ્ત્રાર્જુન, ક્ષેત્ર તો કૈલાશ પાટણ. ત્યારે વેદ તો યજુર્વેદ વર્તંતે. ઓચરંતે ગાયત્રી, સાત વાર સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથિ બાર કરણ નવ ગ્રહ, સૂર્ય

મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ! ઋષિઓને સ્થાપી સહસ્ત્રાર્જુન દાનવને સંહારી, કમળાપતી ભક્તને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાયે તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામ ને, જેણે રૂપે આપણા સદ્‌ગોર બ્રહ્માજી. નરનારાયણ હોય ! આજ તે રૂપને ધાઈએ.

અવતાર છટ્ઠો શ્રી પરશુરામ, ચાર લાખ બત્રીસ હજાર વર્ષ (૪,૩૨,૦૦૦) વર્તંતે.

સંપૂર્ણ

શ્રી પરશુરામના રઘુ (૪૮) નઘુ (૪૯), યયાતી (૫૦), કેવળીક (૫૧), અજેપાલ (૫૨), દશરથ (૫૩), વંશ તો શ્રી રામ ભગવાન (૫૪).

શ્રી રામ ભગવાનની માતા તો કૌશલ્યા, પિતા તો દશરથ, શક્તિ તો સીતાદેવી, ગોર તો વશિષ્ઠમુનિ, સ્થાન તો અયોધ્યાપુરી, દૈત્ય દાનવ તો દશા શીશ રાવણ, ક્ષેત્ર તો લંકાપુરી. ત્યારે વેદ તો યજુર્વેદ વર્તંતે. ઓચરંતે ગાયત્રી, સાત વાર સત્તાવીસ નક્ષત્ર, પદંર તિથિ બાર કરણ નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ! ઋષિઓને સ્થાપી દશાશીશ રાવણને સંહારી, સાત ક્રોડીસહ રાજા હરિશ્ચંદ્ર ભક્તને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત હરિશું

લાયે, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામને, જેણે રૂપે આપણા સદ્‌ગોર બ્રહ્મા, નર નારાયણ હોય, આજ તે રૂપને ધાઈએ.

અવતાર સાતમો શ્રી રામ છત્રીસ ક્રોડી (૩૬,૦૦,૦૦,૦૦૦) કુળ પરિવાર ચાર લાખ બત્રીસ હજાર વર્ષ (૪,૩૨,૦૦૦) વર્તતે.

દિશા પૂર્વ, સ્થળ બગપુર, દાગ જળ દાગ, બીજા ત્રેતાયુગનાં પ્રમાણ બાર લાખ છન્નુ હજાર (૧૨,૯૬,૦૦૦) વર્ષ, તેમાં મોટા અવતાર ત્રણ (૩).

સંપૂર્ણ

શ્રી રામના લવ (૫૫), પદ્મ (૫૬), પરિક્ષિત (૫૭), વિરપાલ (૫૮), વાસુદેવ (૫૯) વંશ તો શ્રી કૃષ્ણ ભગવાન (૬૦).

શ્રી કૃષ્ણ ભગવાનની માતા તો દેવકી, પિતા તો વાસુદેવ, શક્તિ તો દેવી રૂક્ષ્મણી, ગોર તો વેદવ્યાસ, સ્થાન તો ગોકુલ, દૈત્ય દાન તો કંસાસુર, ક્ષેત્ર તો મથુરા, ત્યારે વેદ તો સામવેદ વર્તતે. ઓચરંતે ગાયત્રી, સાતવાર સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથિ બાર કરણ નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ! ઋષિઓને સ્થાપી, કંસાસુર દાનવને સંહારી, સહદેવ (વિદુર) ભક્તને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાયે, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય.

નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામ ને, જેણે રૂપે આપણા સદ્‌ગોર બ્રહ્મા, નર નારાયણ હોય ! આજ તે રૂપને ધાઈએ.

અવતાર આઠમો શ્રી કૃષ્ણ, ચાર લાખ બત્રીસ હજાર વર્ષ (૪,૩૨,૦૦૦) વર્તંતે.

સંપૂર્ણ

શ્રી કૃષ્ણના પ્રદ્યુમન (૬૧) અનિરુદ્ધ, (શેષસ્થાન) (૬૨), બુદ્ધસ્થાન (૬૩), વેણી વચ્છરાજ (૬૪), સિંહરાજ (૬૫), વંશ તો શ્રી બુદ્ધા ભગવાન (૬૬).

શ્રી બુદ્ધા ભગવાનની માતા તો રેણુકા પિતા તો સિંહરાજ, શક્તિ તો દેવી હર્ષદ, ગોર તો હંસરાજ, સ્થાન તો હીમવંતી નગરી, ત્યારે દૈત્ય દાનવ તો દુર્યોધન, ક્ષેત્ર તો કુરૂક્ષેત્ર, ત્યારે વેદ તો સામવેદ વર્તંતે. ઓચરંતે ગાયત્રી, સાત વાર સત્તાવીસ નક્ષત્ર, પંદર તિથિ બાર કરણ નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી ! ઋષિઓને સ્થાપી દુર્યોધન દાનવને સંહારી નવ ક્રોડીસહ રાજા યુધિષ્ઠિરને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી, જે કોઈ ચિત્ત હરિશું લાયે, તેના ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામને, જેણે રૂપે આપણા સદ્‌ગોર બ્રહ્મા નરનારાયણ હોય ! આજ તે રૂપને ધાઈએ.

અવતાર નવમો શ્રી બુદ્ધ છપ્પન કરોડી (૫૬,૦૦,૦૦,૦૦૦) કુળ પરિવાર. ચાર લાખ બત્રીસ હજાર વર્ષ (૪,૩૨,૦૦૦) વર્તંતે.

દિશા દક્ષિણ, સ્થળ સામપુર (ગોકુલ) દાગ અગ્નિદાગ, ત્રીજા દ્વાપર યુગનું પ્રમાણ. આઠ લાખ, ચોસઠ હજાર (૮,૬૪,૦૦૦) વર્ષ વર્તંતે. જેમાં મોટા અવતાર બે (૨).

શ્રી બુદ્ધ ભગવાન પછી તેવીસ પાત્ર ચોવીસમા શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનનું આખર સ્થળ સપ્તદ્વિપ મધ્યે જાંબુદ્વિપે. ભરતખંડે - કુવારિકાક્ષેત્રે ગુર્જર દેશે પંચનદી મૂળ સ્થાન રેવા ઓત્રે ષોડસ (સોળ) જોજને વૈરાટ વામે મહાસરસ્વતીસાબ્રમતિ પૂર્વ ત્રષ્ટે નવસ્થળે સ્થાન પ્રેરણાપીઠ પીરાણા ધામે, ક્ષેત્ર ગીરમઠા ગામે શ્રી ઈન્દ્ર ઈમામશાહ મહારાજે આખર સ્થળ સ્થાપંતે ત્યાં નરદલો દાનવ તો દહીંત કાળીંગો.

ત્યારે તો અથર્વવેદ વર્તંતે ઓચરંતે ગાયત્રી સાતવાર સત્તાવીશ નક્ષત્ર, પંદર તિથિ, બાર કરણ, નવગ્રહ સૂર્યમંત્રનો જાપ જપતા આવ્યા. સ્વામી ! ઋષિઓને સ્થાપી દહીંત કાળીંગાને સંહારવા, બાર કરોડી ત્રિકમ ભગતને સ્થાપી અનંત કરોડીનાં ભરણાં ભક્ત કમળાકુવરને શીર ભરાવવા તમે ભલે

અવતરો યુગે-યુગના, દેવ મોરારી. જે કોઈ ચિત્ત હરિશું-લાએ તેના ધર્મ-વધેને પાપનો ક્ષય થાયે. નમો નમો ભાઈ પરિબ્રહ્મ-નારાયણના નામને જેને રૂપે સદ્‌ગોર બ્રહ્મા નર-નારાયણ હોય તે રૂપને ધાઈએ.

અવતાર દશમો શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન વર્ષ ચાર લાખ ને બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તંતે.

દિશા પશ્ચિમ, સ્થળ હેમપુર, દાગ ભૂમિદાગ, ચોથા કલિયુગનું પ્રમાણ ચાર લાખને બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ તેમાં મોટો અવતાર એક (૧).

ધર્મશાસ્ત્ર સુણંતે પાપ તેનાં હરંતે મોક્ષ-મુગટ ફળ લાભંતે, માને તેને સ્વર્ગાપુરી.

સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

ॐ नमो निष्कलंकी नारायण जनार्दनाय ।
भस्मायुधाय विध्महे दिव्यनेत्राय धीमहि ।
तन्नोज्वरहरः प्रचोदयात् तन्नोज्वरहरः प्रचोदयात ।
ॐ शांतिः । ॐ शांतिः ॥ ॐ शांतिः ॥।

संपूर्ण

## 卐 ઋગ્વેદી ગાયત્રી 卐

ૐ ૐ ૐ કારમ્. અનાદિ પુરુષમ્, નરૂપમ્. નરેખા, નિષ્કલંકઃ, નપાણિઃ, નપાદઃ, અભૂતૂ મંગલ વર્તતે, બ્રહ્મા ૐ બ્રહ્મોન્નાદઃ આધરૂપઃ વેદરેખા માત્રઃ, મહાતેજાઃ, પરિબ્રહ્મ ચતુમૂર્તિઃ, ઈશ્વર, કૃતવાન્ વેદઃ પરિબ્રહ્મઃ, ઋગ્વેદો રક્તવર્ણ, વર્ણાદિવિષ્ણુઃ, બ્રહ્મવંશ પાત્રઃ, અતીવ પરિબ્રહ્મઃ, પરમેશ્વરમ્, પરમ પરમઃ, પરિબ્રહ્મઃ, પ્રજવાલયતિ પાતકત્, હુતાશનમય તેજા વંશાદિ પાત્રમ્ વેદઃ પરિબ્રહ્મઃ.

## 卐 યજુર્વેદી ગાયત્રી 卐

ૐ ૐ ૐ કારમ્ વેદવાયકે અક્ષરઃ બ્રહ્મ વિભૂતિઃ, પૂજ્યભૂતાત્ પરિવર્તતે, પ્રજવાલયતિ પાતકમ્, પરમેશ્વરમ્, પરિબ્રહ્મ રૂપરેખઃ વેદો અભૂત્, જગતી પરમેશ્વરઃ પરાપરમ પરમઃ, પરિબ્રહ્મઃ વંશાદિઃ પાત્રો અભુત્ જગતી વેદઃ પરમેશ્વરઃ પરિબ્રહ્મ, સર્વઃ પરિબ્રહ્મઃ, શબ્દઃ પરમેશ્વરઃ પરિબ્રહ્મઃ, યજુર્વેદો જરદ્વર્ણઃ, વર્ણાદિ વિષ્ણુઃ પરિબ્રહ્મઃ

## 卐 સામવેદી ગાયત્રી 卐

ૐ ૐ ૐ કારમ્ કૃષ્ણાદિવર્ણમ્ તદા વેદઃ પરમેશ્વરઃ, ઉપજાયમાન ધર્મઃ તદાર્ધ, પાતકં પ્રજ્વાલ્યતે, સર્વવંશાદિ, પાત્રઃ, પૂજાંગમ્, પરિબ્રહ્મઃ, તત્ત્વમ્, મંગલષ્ય મહદગંમ્ વર્તતે શબ્દશ્ચવેદશ્ચ, પરિબ્રહ્મઃ, ૐ શબ્દઃ પરિબ્રહ્મઃ ૐ ચક્ષુઃ પરિબ્રહ્મઃ, ૐ ઉનાદઃ, મહાવેદો અડ્ગમ્, પરિવર્તતે વિધાડ્ગમ્, પરમેશ્વર, પરિબ્રહ્મઃ.

## 卐 અથર્વવેદી ગાયત્રી 卐

ૐ ૐ ૐ કારમ્ કલ્યંગકર્તા, વિંશતિવિશ્વાપાપમ્, વિશ્વાધર્મઃ, અરૂદ્ધં પાતકમ્, ધર્મોરેખા માત્રઃ ધર્મ ઈતિ પરિબ્રહ્મઃ, અથર્વવેદઃ શ્વેતવર્ણઃ, વર્ણાદિવિષ્ણુઃ સવિષ્ણુ નારાયણઃ બ્રહ્માંગમ્, બ્રહ્મવંશાદિઃ પાત્રઃ વર્ણાદિ ધર્મો મ્લેચોઅભૂજ્જગતિ, ઈચ્છાંગોવિષ્ણુનારાયણઃ, અતઃ પરિવક્ષ્યામિ મહાજ્ઞાનભેદમ્ જમ્બુદ્વીપે કલાંગમ્ પવિત્રં વર્તમાનમ્, મહાકલીયુગ ઉપજાયતે નારાયણઃ તેજો ભવિતા, અંગકર્તા, પ્રજવાલયતિ પાતકમ્, અનાર્દિઃ પુરુષઃ, મમજીવનંભવતિ, આર્યાગમ્, પરિબ્રહ્મઃ ષોડશંકંમ્ મંગલશ્ચ સત્વાનિ, સત્યાત્રાદિપરમેશ્વરઃ, પરિબ્રહ્મઃ અનાદિ પુરુષ વેલાંગમ્, ભવતિ કર્માયતિ પરિબ્રહ્મઃ સ્થળે સેવાંગમ્, નમઃ સર્વ ઈતિ પરિબ્રહ્મઃ પરમેશ્વરઃ, પરિબ્રહ્મઃ.

## 卐 મોક્ષ માર્ગની ગાયત્રી 卐

ભરત ખંડે ઈહઃ વૃતંતે સ્વામી વાસ્તે ગતઃ વર્તતે, પરમ સુખામી દ્વીપે સદ્વીપે જંબુદ્વીપે કોટાંગ કોટાંગ. જીવનંગ પરમ મુક્તિમયઃ મિંધઃ ઓત્રંગ દેશંગ કુમારીકા, ક્ષેત્રંગ મુક્ત ગંગ સત્ય મુખંગ વભૂત નગર વૈરાટ વામે. ભવેતંગ, મહા સર્સતિ સાભ્રમતિ પૂર્વ ત્રષ્ટે નવસ્થળે. ગુર્મટે રેવા ઓત્રંગ, ષોડશ જોજનંગ, પંચર્નાદિ મૂળ સ્થાને, દિશા ઓત્રંગ, સત્ય રૂપી બ્રહ્મવાયકે મહાનારાયણ વચને, કલિયુગ અંતે, બુદ્ધ શાસ્ત્રંગ, હુરાવરણે, સમાવર્તગ દશાંગ. સુરજામં મહા મંગલમય, ફૂલપદઃ દેહે, માસે, દિવસે, તિથિ, વારે નક્ષત્રે, હુરાવરણે સ્થાપનાએ, બ્રહ્માંડે એ તે, સ્થળે ઉપજંતે નિષ્કલંકી નારાયણ પરિબ્રહ્મઃ આદે. ઊપજંતે પરમ પ્રેમ હોતવંગ ક્ષેત્ર મહા કળિયુગે કૃતવંગ, નારાયણ નવી સૃષ્ટિ સ્થાપંતે, તદા હોતવંગ સમાત્યંગ. છેલ્લી સંઘે નિષ્કલંકી નારાયણ પરિબ્રહ્મઃ ને નમો નમઃ ।।

***

## 卐 નવગ્રહ શાંતિ (નવગ્રહ સ્ત્રોત્રમ્) 卐

ૐ નમો નિષ્કલંકી નારાયણ જનાર્દનાય ૐ નમો શ્રીમન્ આદ્ય નારાયણ ભગવન કમલાકાન્તાય નમઃ શ્રીમત્યૈ મહાલક્ષ્મીઃ જગન્માતા ભગવત્યૈઃ આદ્યશક્ત્યૈ નમઃ । સૃષ્ટિકર્તા ચતુરાનનાય બ્રહ્માય નમઃ । પરિપાલકાય ભગવતે વિષ્ણવે નમઃ । સર્વ સંહારકારકઃ શિવાય નીલલોહિતાય નમઃ । શ્રી મત્સ્યાય નમઃ શ્રી કૂર્માય નમઃ । શ્રી વરાહાય નમઃ । શ્રી નૃસિંહાય નમઃ । શ્રી વામનાય નમઃ । શ્રી ભાર્ગવરામાય નમઃ । શ્રી રામાય નમઃ । શ્રી કૃષ્ણાય નમઃ । શ્રી બોદ્ધાય નમઃ । શ્રી નિષ્કલંકી નારાયણાય નમો નમઃ । નારાયણ જગદ્ગુરો નમસ્તુભ્યમ્ કરુણામય સાગરં જલરૂપં અગ્નિરૂપં આકાશ રૂપમીશ્વરમ્ । વાયુ રૂપં ચન્દ્ર રૂપં સૂર્યરૂપં મહત્પ્રભુમ્ । યક્ષાણાં ચ કુબેરો યો દિકપાલાનાં મહેન્દ્રશ્ચ શિલ્પિનાં વિશ્વકર્માયઃ નાનારૂપં નમામિ પ્રભુમ્ । સર્વ કર્માણાં ફલદાતારં સર્વ રૂપં નાના મૂર્તઃ કલાંશેન યઃ તં નમામિ જગત્પતિમ્ । સૂર્યો યચ્છતુ ભૂપતાં દ્વિજયતિઃ પ્રીતિ પરાં તત્ત્વતામ્ । માંગલ્ય વિદ્ધાતુ ભૂમિતનયો બુદ્ધિ વિધત્તાં બુધઃ । ગોરં

ગૌરવમાતનો તુચ ગુરૂઃ શુક્રઃ સ શુક્રાર્યદઃ સૌરિઃ વૈરિઃ વિનાશનં વિતનુતે રોગક્ષયં સૈહિકઃ ।

જપાકુસુમ સંકાશં કાશ્યપેયં મહદ્દ્યુતિમ્ ।
તમોરિં સર્વ પાપઘ્નં પ્રણતોઽસ્મિ દિવાકરમ્ ॥
ૐ શ્રી આદિત્યં નમામમ્યહમ્ ।
ૐ મ્હીં મ્હીં સૂર્યાય નમઃ ॥૧॥
દધિશંખ તુષારાભં ક્ષિરોદાર્ણવ સંભવમ્ ।
નમામિ શશિનં સોમં શંભો ર્મુકુટ ભૂષણમ્ ॥
ૐ શ્રી શશિનં પ્રણતોઽસ્મ્યહમ્ ।
ૐ ઐં ક્લીં સોમાય નમઃ ॥૨॥
ધરણીગર્ભ સંભૂતં વિદ્યુત્કાન્તિ સમપ્રભમ્ ।
કુમારં શક્તિ હસ્તં તં મંગલં પ્રણમામ્યહમ્ ॥
ૐ શ્રી મંગલમ્ ભજામ્યહમ્ ।
ૐ હું શ્રીં મંગલાય નમઃ ॥૩॥
પ્રિયંગુકલિકા શ્યામણ રૂપેણા પ્રતિમંબુધમ્ ।
સૌમ્યં સૌમ્ય ગુણોપેતં તં બુધં પ્રણમામ્યહમ્ ॥
ૐ શ્રી બુધમ્ નમામ્યહમ્ ।
ૐ ઐં ક્લીં શ્રીંબુધાય નમઃ ॥૪॥

દેવાનાં ચ ઋષિણાં ચ ગુરુ કાંચનસન્નિભમ્ ।
બુદ્ધિભૂતં ત્રિલોકેશં તં નમામિ બૃહસ્પતિમ્ ॥
ૐ શ્રી ગુરુ પ્રણતોઽસ્મ્યહમ્ ।
ૐ ઐં ક્લીં બૃહસ્પતયે નમઃ ॥૫॥
હિમકુંદ મૃણાલાભં દૈત્યાનાં પરમં ગુરૂમ્ ।
સર્વશાસ્ત્ર પ્રવકતારં ભાર્ગવં પ્રણમામ્યહમ્ ॥
ૐ શ્રી શુક્રં નમામ્યહમ્ ।
ૐ ઐંહી શ્રીં શુક્રાય નમઃ ॥૬॥
નીલાંજન સમાભાસં રવિપુત્રં યમાગ્રજમ્ ।
છાયામાર્તણ્ડસંભૂતં તં નમામિ શનૈશ્વરમ્ ॥
ૐ શ્રી શનૈશ્વરાય વન્દયામ્યહમ્ ।
ૐ ઐ હી શ્રીં શનૈશ્વરાય નમઃ ॥૭॥
અર્ધકાયં મહાવિર્યં ચન્દ્રાદિત્યં વિમર્દનમ્ ।
સિંહાંકાગર્ભ સંભૂતં તં રાહું પ્રણમામ્યહમ્ ॥
ૐ શ્રી રાહું પ્રણમામ્યહમ્ ।
ૐ ઐ હી રાહવે નમઃ ॥૮॥

પલાશ પુષ્પ સંકાશં તારકાગ્રહ મસ્તકમ્ ।
રૌદ્રં રૌદ્રાત્મકં ઘોરં તું કેતું પ્રણમામ્યહમ્ ॥
ૐ શ્રી કેતું વન્દયામ્યહમ્ ।
ૐ મ્હીં કેતવે નમઃ ॥૯॥
ૐ શિરો મે પાતુ માર્તણ્ડઃ કપાલં રોહિણિ યતિઃ ।
મુખ મંગારકઃ પાતુ કણ્ઠ ચ શશિનન્દનઃ ॥
બુદ્ધિ જીવઃ સદા પાતુ હૃદયં ભૃગુનન્દનઃ ।
જઠરં ચ શનિઃ પાતુ જીવ્હાં મેદીતિનન્દનઃ ॥
પાદૌ કેતુ સદા પાતુ બારાઃ સર્વાંગ મેવ ચ ।
તિથયોડષ્ટૌ દિશઃ પાતુ નક્ષત્રાણિ વયુઃ સદા ॥
ઈતિ શ્રી ગુરૂવ્યાસ મુખોદ્‌ગીતઃ યઃ પઠેત સુસમાહિતઃ ॥
દિવા વા યદિ વા રાત્રૌ વિધ્નશાંતિર્ભવિષ્યતિ ॥
નરનારી નૃપાણાં ચ ભેવેત્ દુઃસ્વપ્ન પ્રાશનમ્ ।
ઐશ્વર્યમતુલં તેષામારોગ્યં પુષ્ટિવધેનમ્ ॥
અરોગી ગુણવાન્ વિદ્વાન પુત્રવાન્ ધનવાન સદા ।
મંત્રં ઈદં મહાપુણ્યં ભકત્યા યો નરઃ પઠેત્ ॥
ગલત્કુષ્ઠી મહાશુલી અવશ્યં મુચ્યતે રોગાત્ ।
યક્ષ્મગ્રસ્તો વર્ષમેકં અસ્તિકો યો શ્રૃણોતિ ॥

નિશ્ચિત મુચ્યતે રોગાત્ ઈશ્વરસ્ય પ્રસાદતઃ ।
કર્મ દુઃખી દરિદ્રશ્ચ માસં ભકત્યા શ્રૃણોતિ યઃ ॥
મુચ્યતે સર્વ પાપેભ્યો ભયેભ્યશ્ચ ભવાર્ણવે ।
સુચિરાયુઃ સુખી પુત્રી યુદ્ધે ચ વિજયી ભવેત્ ॥
શ્રિયં ચ લભતે નિત્યં રિષ્ટિસ્તસ્ય ન જાયતે ।
પઠનાત્કવચાસ્યાસ્ય સર્વ પાપાત્પ્રમુચ્યતે ॥
ગ્રહ નક્ષાત્રજાઃ પીડાઃ તસ્કરાગ્ની સમુદ્ભવાઃ ।
તાઃ સર્વાઃ પ્રશમં યાંતિ સદ્ગુરૂ બૃતે ન સંશયઃ ॥

ૐ નમો શ્રીમન્નિષ્કલંકી નારાયણાય જનાર્દનાય નમો નમઃ

# 卐 શ્રી નિષ્કલંકી નારાયણ સ્ત્રોત-કવચ 卐

ૐ નમો નિષ્કલંકી નારાયણ જનાર્દનાય । ૐ નમો ભગવતે નિરંજન નિષ્કલંકી નારાયણાય સર્વજનવશંકર્તાય । સર્વ દુષ્ટ ગ્રહસ્તંભિનાય નમો નમઃ । ભગવન્ કમલકાન્ત । કરૂણાનિધે દીન બન્ધ્રોડતિ દીનેશ કરૂણાસાગર । પ્રભોમાં રક્ષ રક્ષ ।

ૐ નમો ભગવન્ વેદ વેદાંગં । સંસ્ત્રષ્ટુર્વિધાતુશ્ચ સ્વયંવિધે । મૃત્યોર્મૃત્યો કાલકાલ । મહાવિષ્ણુ તરોબીજં । નીલવર્ણ શંખચક્ર ગદાખડ્ગ ગ્રહસ્તં । શરણાગત શોકાર્ત । ભયત્રાણ પરાયણ ભગવન્ નિષ્કલંકી નારાયણમાં રક્ષ રક્ષ ।

ૐ નમો ભગવન્ શ્રીમન્નારાયણં જનાર્દનાય । સર્વેશં સર્વકારણ । ઉષ્ણજ્વર । પિત્ત જ્વર । વાતજ્વર । શ્લેષ્મજ્વર । કફજ્વરાલાપજ્વર । સાન્નિ પાતજ્વર । કૃત્રિમજ્વર । કૃત્યાદિવજ્વર । પક્ષજ્વર । માસજ્વર । સર્વાંગજ્વશનમ્ । નાશનાશય । હર હર । જહિ જહિ । દહદહ । પચપચ । તાડ્ય તાડ્ય । આકર્ષયાકર્ષય વિદ્વિષઃ સ્તંભય સ્તંભય । મોહ્ય મોહ્યો રચાટ્યોરચાટ્ય ।

ૐ નમો ભગવન્ શ્રીમન્નિષ્કલંકી નારાયણ પ્રાણેશ્વરઃ પદ્માસનં । શ્વેતાશ્વવાહનં । ખડ્ગગહસ્તં । પરમંત્ર । પરતંત્ર ।

પરયંત્ર ભેદ્કં પ્રતિપક્ષવિધ્વંસક । સકલ દુષ્ટજ્વર નિવારંક । ભૂતપ્રેત પિશાચ । બ્રહ્મરાક્ષસયક્ષ । યમદૂત । શાકિની । ડાકિની । કામિની । સ્તંભેની । મોહિની । વશંકર્તા કુક્ષિરોગ । શિરોરોગ । નેત્રરોગ । ક્ષયાપસ્માર કુષ્ઠાદિ મહારોગ નિવારક પ્રભો મમ સર્વરોગાન્ નાશય નાશય । ભગવન્માં રક્ષ રક્ષ । મમ શત્રુન નાશય નાશય । જલરોગાન્ શોષય શોષય । દુઃખવ્યાધિન્ સ્ફોટ્ય કુરાનરિન્ ભંજય ભંજય । મનો ગ્રંથીન । પ્રાણગ્રંથીન્ । શીરોગ્રંથીન્ કાટ્ય કાટ્ય । નિષ્કલંકીમાં રક્ષ રક્ષ ।

ૐ નમો ભગવન્ મહેશ્વરમ્ । મહાચિંતામણિ સકલ સિદ્ધેશ્વરં । સકલ જન મનોહારિણં । કાલકાલ રામ્યનલે અજીતે અભયે । મહાઘોરરૂપં વિશ્વરૂપં મધુસુદનં મહાવિષ્ણુ, સ્વરૂપં । નેત્રશુલ । કર્ણશુલ । કટિશુલ । પક્ષશુલ । પાંડુરોગ કમલાદિન્ નાશ્ય નાશ્ય નિષ્કલંકી નારાયણ શુક્લતેજ સ્વરૂપં । પૂર્ણતમ પ્રભો બ્રહ્મસ્ત્રેણ વિષ્ણુ ચક્રેણ । રૂદ્રશૂલેન યમદણ્ડેન વરુણપાશેન વાસવવજ્રોણ સર્વાનરિન્ ભંજ્ય ભંજ્ય । યક્ષગ્રહ રાક્ષસગ્રહ । સ્કન્દગ્રહ । વિનાયકગ્રહ । બાલગ્રહ । ચૌરગ્રહ । કુષ્માણ્ડ । ગ્રહાદિન્ નિગૃહણ નિગૃહ્ય ।

રાજ્યક્ષમ ક્ષયરોગ તાપ જ્વર નિવારક પ્રભો મમ ।
સર્વ જ્વરાન્નાશયનાશય સર્વગ્રહનું રૂચાટ્યો રૂચાટ્ય ॥

નમામિ કમલાકાન્તં શાન્તં સર્વ શમચ્યુતમ્ ।
વયં યસ્ય કલાભેદાઃ કલાંશ કલયાસુરા ॥
શ્વેતદ્વિપે વિષ્ણુરૂપં પદ્મયા પરિસેવિતમ્ ।
કુત્રચિત્ સ્વાંશકલયા બ્રહ્માણ્ડે બ્રહ્મરૂપિણમ્ ॥
દ્વિભુજં નિષ્કલંકં ચ કિશોરં શ્વેતાશ્વવાહનમ્ ।
શાન્તં દિવ્યખડ્ગહસ્તં રત્નભૂષણ ભૂષિતમ્ ॥
ત્વં બ્રહ્મા સૃષ્ટિકર્તા ચત્વં વિષ્ણું: પરિપાલકઃ ।
ત્વિં શિવઃ શિવદઙનન્તઃ સર્વ સંહારકારકઃ ॥
નાનારૂપવિધાતા ત્વં ભકતાંના ધ્યાન હેતવે ।
યેષુ રૂપેષુ યત્પ્રીતિસ્તત્તારૂપં બિભર્ષિ ચ ॥
સૂર્ય રત્વં સૃષ્ટિજનકઃ ઓધારઃ સર્વતેજસામ્ ।
સોમ રત્વંશસ્ય પાતા ચ સતતં શીતરશ્મીના ॥
વાયુસ્તવં વરૂણસ્તવં ચ ત્વમગ્નિઃ સર્વદાહકઃ ।
ઈન્દ્રસ્ત્વં દેવરાજશ્ચ કાલો મૃત્યુર્યમસ્તથા ॥
માહિમાં કમલાકાન્તં માહિ માં કરૂણાનિધે ।
દિનબન્ધોતિ દિનેશ કરૂણાસાગર પ્રભો ॥
સ્વયં મહાવિરાટ્રૂપં વિશ્વૌધં યસ્ય લોમસુ ।
સ્વાત્મનઃ ષોડશાંશેન સર્વાધારં પરાત્પરમ્ ॥
ત્વમીશ્વરો ગુણાતિતો જ્યોતિરૂપઃ સનાતનઃ ।
પ્રકૃતિ પ્રકૃતિશ્ચ પ્રાકૃતઃ પ્રકૃતેઃ પરઃ ॥

મૃત્યુંજયો મહાકાલો સર્વરોગ નિવારિણમ્ ।
નિષ્કલંકી સદાકાલં શાંતિમાશુ કરો તુમે ॥
ૐ નમો નિષ્કલંકી નારાયણ જનાર્દનાય ।
ભસ્માયુધાય વિદ્મહે । દિવ્ય નેત્રાય ધીમહિ ।
તન્નોજ્વરહરઃ પ્રચોદયાત્ તન્નોજ્વરહરઃ પ્રચોદયાત્ ॥
ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ।
એતસ્તોત્રં જયેન્નિત્યં સર્વવ્યાધિ નિવારણમ્ ।
રણે રાજભયે શૌર્ય, સર્વત્ર વિજયી ભવેત ॥
પુત્રાર્થી લભતે પુત્રં, કન્યાર્થી કન્યકાં લભેત્ ॥
વ્યાધિગ્રસ્તો ભવેન્મુક્તઃ સ્તોત્રસ્મરણમાત્રતઃ ॥
કારાગારે સ્મશાને ચ, શત્રુગ્રસ્તેડસ્તિ સંકટે ।
ગાંભરેડતિ જલાકિર્ણે ભગ્નપોતે વિષાદને ॥
દસ્યુગ્રસ્તે, મહાભીતે, હિંસ્ર જંતુ સમન્વિતે ।
સર્વતો મુચ્યતે સ્તુત્વા, ઈશ્વરસ્ય પ્રસાદતઃ ॥
લભતે સા દિવ્ય પુત્રં, જ્ઞાનીનં ચિરંજીવનમ્ ।
અસૌભાગ્યા ચ સૌભાગ્યં, ષણ્માસશ્રવણાલ્લભેત્ ॥
ગલત્કુષ્ઠી, મહાશૂલી, વર્ષમેકં શ્રૃણોતિયઃ ।
અવશ્યં મુચ્યતે રોગાત્, ગુરૂર્વાક્યમિતિશ્રુતમ્ ॥
કર્મદુઃખી દરિદ્રશ્ચ, માસં ભકત્યા શ્રૃણોતિયઃ ।
ધૃવં વિત્તં ભવેત્તસ્ય ઈશ્વરસ્ય પ્રસાદતઃ ॥

જ્વરં ભૂતજ્વરં ચૈવ, શીતોષ્ણ જ્વરમેવ ચ ।
જ્વરં જ્વરાતિ સારં ચ, અતિ સાર જ્વરં હરઃ ॥
એત ત્સ્રોતમિદં પુણ્યં, જ્યેદાયુષ્ય વર્ધનમ્ ।
વિનાશાય ચ, રોગાણામપમૃત્યુહરાય ચ ॥
મંગલ્યં મંગલાહં ચ, મંગલં મંગલમપ્રદમ્ ।
સમસ્ત મંગલાધારં, તેજોરૂપં નમામ્યહમ્ ॥
ૐ નમો શ્રીમન્નિષ્કલંકી નારાયણાય જનાર્દનાય નમો નમઃ ॥

## 卐 શ્રી મહાર્વિષ્ણુ સ્તોત્રમ 卐

ૐ નમો નિષ્કલંકી નારાયણ જનાર્દનાય । ૐ નમો ૐ શ્રી મહાવિષ્ણુ સ્તોત્રં । મહાદિવ્યં । સર્વશત્રુ । નિકન્દનં । ઉગ્રતેજ મહાબીજ ત્રિપાદહિજમાન । બ્રહ્માઈશ્વર કર્તવ્યે । આત્મા રક્ષતિ સિદ્ધભવેત્ । પાદૌરક્ષતિ ગોવિન્દં જંઘો પાદો ત્રિવિંક ઉરૂભ્યાં કેશવં કણ્ટે દામોદરઃ વિભૂઃનાભિ ઉચ્યતે તથા રક્ષતે જઠરે વામનો તથા ઉદરે પદ્મનાભ હસ્ત પૃષ્ઠે ચ શ્રવણે નૃસિંહઃ બાહૌ પ્રહસ્તાવિષ્ણુ દક્ષિણે મધુસુદનં બાહારજતં વાસુદેવ વસે હૃદયે જનાર્દનં તથા કણ્ઠે રાખે વરાહઃ કૃષ્ણમુખ માણ્ડલં માધવે કર્ણસૂત્રે નાસિકા પૃષ્ઠે હષિકેશઃ નેત્રનારાયણસ્તથા લલ્લાટે ગુરડધ્વજાં કપાલે કેશવ રક્ષતે । શ્રી વસે સર્વ ગાત્રેષુ શ્રી રામ સર્વદા તથા પૂર્વે નારાયણ ઉત્તરે

શ્રીધર તથા દક્ષિણે વિષ્ણુરૂપ નૈઋતૌઃ દામોદર તથા પુરુષોત્તમ। વારૂણ્યાં પિતાંબર આકાશે ગદા રક્ષતે। પાતાલે સુદર્શનં એવં સર્વદેવાશ્રયં કૃત્વા ગાયત્રિષુ ઉચ્ચારિંતે મહિતલે રાજદ્વારે। પંથઘોરે। સંગ્રામે શુત્રુ સકંષ્ટે। નદીતિરતારિણી ચૈવ। વ્યાઘ્ર ચોર ભયાં નાશિત। ડાકિની શંખની। ભૂત પ્રેત ખૂન ભયે કિંચીત પિશારચાદિન નાશિત। શ્રી વિષ્ણુરાજ પ્રાજીત રખો। રખો મહાદેવ। રક્ષતિ સર્વ દેવતા। દિવસ રાખતે સૂર્ય। રાત્રી રાખતે તે ચન્દ્રમા। જલે રાખતે વારાહઃ। સ્થલે રાખતે વાનમ। ભયં નિરશિદં સદાપદ કેશવં। ઈતિ શ્રી વિષ્ણુ સ્તોત્રં પઠતે નિત્યં સુખસંપદા ! અપુત્રની લભંતે પુત્રં। નિર્ધની લભતે ધનં। આભાર્યા લંભતે ભાર્યા। બંધની બંધુ મુચ્યતે। વિદ્યાર્થી લભતે વિદ્યા। આરોગ્યાર્થી લભતે આરોગ્ય ચ। મોક્ષાર્થી લભતે મોક્ષ ! સર્વ પાપક્ષય જાયતે વિષ્ણુલોકે સુગચ્છતે। ઈતિ શ્રી વિષ્ણુસ્તોત્રં સંપૂર્ણ સમાપ્તં। શિવ બ્રહ્મા રચતે શુભં ભવતુ। યદાક્ષરે પદભ્રષ્ટે માત્રાહીને યદ ભવતુ। તદક્ષમ્યતો સર્વદેવ। પ્રસીદ દેવ શ્રી નિષ્કલંકી નારાયણ પુરુષોત્તમ। શ્રી નિષ્કલંકી નારાયણ શુભં ભવતુ। શુભં ભવતુ। શુભં ભવતુ। ઈતિ શ્રી મમહાવિષ્ણુસ્તોત્રં સંપૂર્ણ સમાપ્તં। ૐ નમો નિષ્કલંકી નારાયણ જનાર્દનાય।

ૐ શાંતિઃ ! શાંતિઃ ! શાંતિઃ !!!

## 卐 દશ અવતારની આરતી 卐

જયદેવ જયદેવ । જય સદ્‌ગુરૂસ્વામી !
પ્રભુ, જય સદ્‌ગુરૂસ્વામી
આરતી કીજે નકલંક દેવની અક્ષય પદ ધામી ॥ જયદેવ
પ્રથમ મચ્છ અવતારે માર્યો શંખાસુર પાપી ॥ પ્રભુ માર્યો
ચાર વેદ લાવીને દીધા, બ્રહ્માને આપ્યા ॥ જયદેવ......૧
બીજો કુર્મ અવતારે, પર્વત પીઠ ઉપર ધર્યો ॥ પ્રભુ પર્વત
સાત સમુદ્ર મંથન કરીને, ચૌદ રતન કાઢ્યાં ॥ જયદેવ.....૨
ત્રીજો વરાહ અવતારે, માર્યો મોરધ્વજ પાપી ॥ પ્રભુ માર્યો
દાઢે ગ્રહી લઈ આવ્યા, અવની ઉપર સ્થાપી ॥ જયદેવ.....૩
ચોથો નરસિંહ અવતારે, માર્યો હિરણ્યાકશ્યપ ભૂપ । પ્રભુ માર્યો
નખથી માર્યો પાપી, લઈ નરસિંહ રૂપ ॥ જયદેવ......૪
પાંચમે મહા બલિરાય, દેખી સુરનર કાંપ્યા । પ્રભુ દેખી
વામન રૂપ ધરી બલીને, પાતાળે ચાંપ્યા ॥ જયદેવ.....૫
છઠે પરશુરામ અવતારે, ફરશી હાથોમાં લીધી । પ્રભુ ફરશી
સહસ્ત્રાર્જુન મારી પૃથ્વી નક્ષત્રી કીધી ॥ જયદેવ.....૬
સાતમે રામ અવતારે, આનંદ કૌશલ્યા પામી । પ્રભુ આનંદ
દશમુખ રાવણ માર્યો, સીતાના સ્વામી ॥ જયદેવ.....૭

આઠમે કૃષ્ણ અવતારે, ગોવિંદ ગોકુળ ગૌ ચારી । પ્રભુ ગો.
મામા કંસને માર્યો, ગોવર્ધન ધારી ॥ જયદેવ.....૮
નવમે બુદ્ધ અવતારે, ભાર ભૂમિ પર વધ્યો । પ્રભુ ભાર
ધ્યાન ધરી ધરણીધર બેઠા, યોગ યુગાત સાધ્યો ॥ જયદેવ...૯
દશમે નકલંકી અવતાર, પૃથ્વી નકલંકી કરશે । પ્રભુ પૃથ્વી
દૈત્યને મારીને હરિ સુધ સેવકની લેશે ॥ જયદેવ....૧૦
દશ અવતારની આરતી, જે કોઈ ભાવે ગાશે । પ્રભુ જે કોઈ
આરતી બોલ્યા સદગુરૂ બ્રહ્મા, મોક્ષગતિ થશે ॥ જયદેવ...૧૧

ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન કી જય.
ૐ શ્રી સદ્‌ગુરૂ ઈમામશાહ મહારાજ કી જય.
ૐ શ્રી સતપંથ સનાતન ધર્મ કી જય.
ૐ શ્રી જગદ્‌ગુરૂ નાનકદાસજી મહારાજ કી જય.
અપને અપને ગુરૂ મહારાજ કી જય

* * *

# * આપણો ધર્મ *

- જેનાથી જીવનમાં દુર્ગુણોનો વિનાશ થાય અને સદ્‌ગુણોનો વિકાસ થાય એનું નામ ધર્મ.
- જે બીજાના સુખે સુખી થવાની અને બીજાના દુઃખે દુઃખી થવાની સદ્‌ભાવના જગાડે એનું નામ ધર્મ. (જનસેવા એ જ પ્રભુસેવા)
- જેના દ્વારા જડ પ્રત્યે વિરક્તિ અને જીવો પ્રત્યે પ્રીતિ જન્મે એનું નામ ધર્મ.
- જે નશ્વર સાથેનો સંબંધ તોડી આપે અને ઈશ્વર સાથેનો સંબંધ જોડી આપે એનું નામ ધર્મ.
- ધર્મ એ તો જીવનમાં પળેપળ જીવવાની વસ્તુ છે. જીવનમાં પ્રત્યેક પળે આપણો કંઈક ધર્મ છે. કંઈક કર્તવ્ય છે. એવું સમજીને જાગૃતિપૂર્વક જીવવું એનું નામ ધર્મ.